સુબોધમાળા અંક ૧ લો.

૫૫

# સ્વદેશી મેળો.

પ્રયોજક અને પ્રકાશક.


પરીખ. મણીલાલ કેશવલાલ.

રીચીરોડ; અમદાવાદ.


કિંમત—મફત.


ધિ યુ. યુનાઇટેડ પ્રિન્ટિંગ એન્ડ જનરલ એજન્સી કં. લી.
પ્રેસમાં મેનેજર—જીવણલાલ અમરશી મહેતાએ છાપ્યું.

## યોજના—ઉદ્દેશ.

જેમ સમાજમાં ઉપયોગી વાંચન મફત ફેલાવવાના ઉદ્દેશથી આ 'સુબોધમાળા' ની યોજના કરવામાં આવી છે.

દરેક લેખની ૧૦૦૦૦ દશ હજાર નકલ છપાવવાના ખર્ચને પહોંચી વળવા તેમાં જાહેર ખબરો લેવામાં આવે છે. માટે ઉપયોગી જાહેર ખબરોનો બહોળો ફેલાવો કરવા જે કોઇ ગૃહસ્થને ઇચ્છા હોય તેમણે પત્ર વહેવારથી નકી કરવું.

"વ્યાપારી બ્યુગલ"ના યોજનાનો સરક્યુલર બહાર પાડવામાં આવ્યો હતો તેમાં માત્ર જાહેર ખબરોજ લેવાનો ઇરાદો હતો પણ કેટલાક મિત્રોની સલાહથી તે સાથે આવું ઉપયોગી જ્ઞાન ફેલાવવાની યોજના કરવામાં આવી છે. માટે હવેથી "સુબોધમાળા અને વ્યાપારી બ્યુગલ" બન્ને એકત્ર છપાવવામાં આવશે. તે વિદિત થાય.

# સ્વદેશી મેળો.

—:( * ):—

ગયા માસમાં કલકત્તામાં એક 'સ્વદેશી મેળો' અર્થાત સ્વદેશી માલનું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. પ્રદર્શનની યોજનાથી દેશને કારીગરીની બાબતમાં કેટલો બધો લાભ થાય છે તે કાંઈ નવેસરથી જણાવવાની જરૂર નથી. કારણ દેશના હિતચિંતકો આજે કેટલાંક વર્ષોથી આપણી પ્રજાકિય કોંગ્રેસ સાથે પ્રદર્શનો ભરતા આવ્યા છે. તેમજ દરેક ધંધાવાળા પોતપોતાની શાખાનાં પ્રદર્શનો વખતો વખત અને સ્થળે સ્થળે ભરતા જણાય છે આ પ્રમાણે પ્રદર્શનો ભરવાથી વિવિધ પ્રકારના નમૂના એક સ્થળે એકત્ર થવાથી દેશમાં કેવા પ્રકારની કારીગરી અસ્તિત્વ ધરાવે છે તથા તેમાં શા શા સુધારા વધારા કરવાની જરૂર છે તે ધ્યાનમાં આવે છે. અર્થાત્ તેથી હુન્નર ઉદ્યોગની ઉત્તરોત્તર વૃદ્ધિ કરી શકાય છે એમ કહીયે તો ખોટું નથી.

કુલકત્તામાં **બંગભંગના** સંજોગથી બંગાલી ભાઇઓએ **સ્વદેશી હિલચાલ** ચાલુ કરી, જે દેશમાં સર્વત્ર પ્રસરી ગઇ અને કંગાલ હાલતમાં આવેલા કેટલાક હુન્નર ઉદ્યોગને તેથી ઉત્તેજન મળ્યું, એ માટે આપણે પ્રભુનો ઉપકાર માનવો જોઇએ. દેશી કારીગરીના નમુનાઓ સામાન્ય પ્રજાવર્ગ આગળ રજુ કરવાના ઇરાદાથી બંગાલી આગેવાનોએ આજ બે વર્ષથી સ્વદેશી મેળા ભરવાની યોજના કરી છે. તેવો એક મેળો ગયા વર્ષે નાના પાયાપર ભરવામાં આવ્યો હતો. આ વર્ષે પણ તેથી મોટા પાયાપર સ્વદેશી મેળો ભરવામાં આવ્યો હતો. અને તેનાં દર્શન કરવાને અસંખ્ય માણસો આતુરતાથી દોડધામ કરતા હતા. આવી શુભ યોજના રજુ કરવા માટે બંગાળી આગેવાનોને ધન્યવાદ ઘટે છે. અને દેશમાં ચારે દિશાએ આ યોજનાનું અનુકરણ થવાથી આવશ્યકતા છે.

# રૂપિયા ૧૦૦૦૦૦૦૦૦૦૧

ખર્ચતાં પણ ગુમાવેલી જીંદગી પાછી મળતી નથી માટે જીવન બળ નાશ પામતું અટકાવવા, થતા રોગોને આરંભમાંજ ઉચ્છેદ કરવા અને વર્ષોનાં વર્ષો સુધી ભાતભાતની દવાઓ વાપરીને કંટાળ્યા છતાં સાજા થવાયું નહોય તેવા જીર્ણ રોગોથી ચોકસ રીતે બરાબર સાજા થવું હોય તો **કવિવર શેકસપિયર** કહે છે તેમ "Throw physic to the dogs" **દવાઓ ઉકરડે નાંખો. અને સીધે** સીધા વિજળી, ક્રોમોપથી, હાયડ્રોપથી, અથવા જળોપચાર, મેસમેરિઝમ, હિપ્નોટિઝમ, વગેરે ઉપાયો જંગલની હવા, શાસ્ત્રીય રીતની કસરત, આનંદ, રમતગમત, વગેરેથી સાજા થવા માટે **અમેરિકાની કોલેજમાં.** પાસ થયેલા **દાકતર મહાદેવપ્રસાદ** પાસે જાઓ.

દરદીઓને રહેવા ખાવાપીવા માટે બંગલો ગામ બહાર રમણીય જગાએ છે. અને ગામના દરદીઓ માટે ઓફિસ શહેરમાં છે. વધુ હકીકત પત્ર લખી પૂછાવો.

સરનામું:—

**ડૉ. મહાદેવ પ્રસાદ.**

"નવજીવનાલય"—**અમદાવાદ.**

અમદાવાદ શહેરમાં પણ એક **'સ્વદેશી મિત્રમંડળ'** નામની **સંસ્થા આજે** પાચેક વર્ષથી અસ્તિત્વમાં આવી છે તે પણ સારી રીતે લોકમાં સ્વદેશી વિચાર સાથે સ્વદેશી માલનો પ્રચાર કરવા માટે જુદી જુદી દિશાએ યથાશક્તિ કાર્ય કર્યે જાય છે. તે મંડળ તરફથી પણ બે વર્ષ ઉપર એક નાનું સરખું **'સ્વદેશી પ્રદર્શન'** ભરવામાં આવ્યું હતું, અને ઘણુંખરૂં આવતે વર્ષે પણ એક તેવુંજ પ્રદર્શન અગાઉ કરતાં મોટા પાયાપર તે ભરશે. કારણ દર ત્રણ વર્ષે તેવા પ્રદર્શનની યોજના કરવાની તે મંડળની ગોઠવણ હોય એમ જણાય છે. અર્થાત્ સ્વદેશી મેળાની શરૂઆત આપણા તરફ પણ થઇ ચૂકી છે.

કલકત્તામાં **'સ્વદેશી મેળો'** જે સ્થળે ભરવામાં આવ્યો હતો તે સ્થળને પણ બંગાલીયો ઘણું પવિત્ર માને છે. કારણ તેજ સ્થળે (પાંથીર મઠમાં) **બાબુ સુબોધચંદ્ર મલીકે નેશનલ કાઉન્સીલ ઓફ એજ્યુકેશન**ના ફંડ માટે એક લાખ રૂપિયાની નાદર બક્ષીસ જાહેર કરી હતી, જે વડે દેશમાં પ્રજાકીય કેળવણીના પ્રશ્નની ચર્ચાના પરિણામે એક કાયમની યોજના ઉભી થઇ હતી. આ મેળો વળી **રાજા પ્યારી મોહન મુકરજી** સી. આઇ. ઇ. ના હાથે ખુલો મૂકાયો હતો. એ પણ દેશના સામાન્ય લાભ માટે બંગાલી શ્રીમંતોને કેટલી લાગણી છે, તેનો પૂરાવો છે. આપણા દેશના શ્રીમંતોને આવાં ઉપયોગી કાર્યોમાં આગેવાની ભર્યો ભાગ લેવાને તથા બીજાઓને સત્ય માર્ગે દોરવાને માટે આ એક ઉત્તમ દૃષ્ટાંત રૂપ છે.

આ વખતનો **'સ્વદેશી મેળો'** બંગાળાના લેફટેનંટ હાકેમ **લોર્ડ કારમાઇકલ**ના હાથે ખુલ્લો મેલવાની યોજના હતી. પણ કેટલાંક રોકાણને લીધે તે નામદાર તેમ કરી શકયા નહિ પરંતુ તેઓ એ મેળા માટે જે શુભ આશા બતાવી હતી, તેનો એક ઉતારો અત્રે રજુ કરવો અસ્થાને નહિ ગણાય. 'ઇંગ્લીશમેન' પત્ર પોતાના તા. ૧

સપ્ટેમ્બરના અંકમાં જણાવે છે. "સ્વદેશી મેળાના સબંધમાં બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ લોર્ડ કાર્માઇકલને અરજ કરેલી તેના જવાબમાં તે નામદારે જણાવ્યુ કે 'તેઓ બંગાલાના હુન્નર ઉદ્યોગને માટે ઘણી કાળજી રાખે છે અને સ્વદેશી મેળાની સંપૂર્ણ ફતેહ ઇચ્છે છે" આ પ્રમાણે નામદાર સરકાર પણ સ્વદેશીને ઉત્તેજન આપે છે.

આપણામાંના કેટલાક સ્વદેશી હિલચાલને ગેરકાયદેસર કાર્ય ગણીને તેનાથી ભડકતા રહે છે પરંતુ તે માત્ર ભૂલ ભરેલા વિચારનુંજ પરિણામ છે. કારણ સરકાર પોતે વખતે વખત સક્યુંલરો બહાર પાડી પોતાના ખાતાઓમાં સ્વદેશી માલ વાપરવાને માટે સૂચનાઓ કરે છે, અને સારી રીતે જાણે છે કે અમારો હિંદનો અમલ સંતોષકારક બનાવવા માટે હિંદી પ્રજાની સ્થિતિ સુધારવી જોઇએ અને તે માટે સ્વદેશી હુન્નર ઉદ્યોગના પુનરોદ્ધાર સિવાય અન્ય માર્ગ નથી અર્થાત તે દ્વારા હિંદીઓની આર્થિક સ્થિતિ સુધરતાં તેઓની મુરાદ ઘણી જલદીથી પૂરી થશે. માટે કાયદાને માન આપી દરેક મનુષ્ય સ્વદેશી વાપરવાની ભલામણ કરે તે માત્ર તેનુ કર્તવ્યજ ગણી શકાય.

## બાબુ કુમાર કૃષ્ણ મિત્રનો રીપોર્ટ અને ભાષણ.

ગયા વર્ષનો મેળો તા. ૭ ઓગસ્ટ ૧૧ ના રોજ મી. એ. ચોધરીના હાથે ખુલ્લો મૂકાયો હતો જેનો રીપોર્ટ સ્વદેશી મેળાના સેક્રટરી બાબુ કુમાર કૃષ્ણ મિત્રે રજુ કરતાં જણાવ્યું હતું કે "આપણા હુન્નર ઉદ્યોગની વૃદ્ધિ કરવા માટે શા ઉપાયો લેવા તે બદલ વિચાર કરવાને કલકત્તાના આગેવાન શહેરીઓની એક કાન્ફરન્સ બાબુ સુરેન્દ્રનાથ બેનરજીના પ્રમુખપણા નીચે ઈન્ડીયન એસોસીએશનના હોલમાં મળી હતી. અને તેમનીજ સૂચનાથી તા. ૧૭ જુલાઇ ૧૧ ના રોજ સ્વદેશી મેળાની યોજના કરવા એક કમીટી નીમવામાં આવી હતી.

અને માત્ર ત્રણ અઠવાડિયાં જેટલા ટુંકા વખતમાં **સ્વયંસેવકોની** એક મોટી ટોળીની મદદથી તે પોતાનું કાર્ય પૂર્ણ કરી શકી હતી."

"મેળો માત્ર અઠવાડિયા માટેજ ખુલ્લો રાખવાનો વિચાર હતો પણ લોકની ઇચ્છાને તાબે થઇને તેને ૧૧ દિવસ સુધી લંબાવવામાં આવ્યો હતો અને તેમાં બે દિવસ તો ખાસ સ્ત્રીઓને માટેજ રાખવામાં આવ્યા હતા અને જણાવતાં ખુશી ઉપજે છે કે તેનો ઘણી પડદાનશીન સ્ત્રીઓએ લાભ લીધો હતો. એકંદર વીઝીટરોની સંખ્યા ૩૫૦૦૦ પાંત્રીસ હજારની થઇ હતી. જેમાંની ૫૦૦૦ પાંચ હજાર તો સ્ત્રીઓ હતી. આ મેળાની પ્રજાપ્રિયતાનો પ્રત્યક્ષ પુરાવો છે, આ મેળાની ફતેહ માટે અન્ય આગેવાન ગૃહસ્થો કરતાં તરૂણ સ્વયંસેવકોનેજ ખરેખરો ધન્યવાદ ઘટે છે. અને આજ પરિણામથી અમે આ બીજો મેળો ભરવાને લલચાયા છીએ."

આગળ ચાલતાં તેણે જણાવ્યું. "મને ગત વર્ષનો રીપોર્ટ આપના આગળ રજુ કરતાં ઘણો આનંદ થાય છે તે સાથે વળી મારે જણાવવું જોઇએ કે તે મેળાની કલ્પના આપણા પ્રજાકીય જીવનના પિતા બાબુ **સુરેન્દ્રનાથ બેનરજીને** ઉદ્દ્ભવી હતી, અને આપણે આશા રાખીયે છીયે કે આપણને હુન્નર ઉદ્યોગમાં પ્રગતિ કરવા માટે એજ ઉત્તમ ઉત્તેજક ગણાશે અને આખરે આપણે એક ઉદ્યોગશીલ પ્રજા તરીકે જગતમાં પ્રસિદ્ધ થઇશું."

""બીજારોપણ થયું હતું. સમય અનુકૂળ હતો. ક્ષેત્ર ફળદ્રુપ હતું. અને તેથીજ આ રોપો તૈયાર થયો છે. આશા છે કે તે વખત જતાં એક મહાન્ વૃક્ષ બનશે અને સમગ્ર દેશમાં તેની વિસ્તીર્ણ શાખાઓ ફેલાવશે, અને ભાવી પ્રજાને તેનાં પુષ્પોની ઉત્તમ સુગંધ તથા ફળની મીષ્ટતા ચખાડશે."

"સ્વદેશી મેળાના લાભનું વિશેષ વિવેચન કરવાની જરૂર નથી.

છતાં જણાવવું જોઇએ કે તે આપણા સાહસને સંગીન ઉત્તેજન આપે છે, ઉત્તેજન માત્ર શાબ્દિક નહિ પણ સ્વદેશી માલના વેચાણથી; કારણ તેજ આપણા વિજયનું અંતિમ લક્ષ્ય છે. તેથી માલના ઉત્પાદકો અને ગ્રાહકો બન્ને ભેગા થાય છે, તેથી આપણા દેશની કારીગરીનું દર વર્ષે અવલોકન થાય છે અને તેમાં યોગ્ય સુધારો વધારો કરવાનું બની શકે છે. હું આપણા વિશાળ દેશના આગેવાનોને અરજ કરૂં છું કે તેઓ પોતપોતાના જીલ્લાઓમાં આવા મેળા ભરવાને તત્પર થાય." ( કારણ પૈસોજ સંસારનાં સર્વ સુખનું મૂળ છે અને સ્વદેશી માલના પ્રસારથી પૈસો પરદેશ જતો બચે છે એ વાત સર્વ કોઇ સારી પેઠે જાણે છે.)

"ગૃહસ્થો, આ ખરી દિશામાં ભરેલું યોગ્ય પગલું છે. આ સંગીન કાર્ય છે. એથી આપણે પોતાના પગપર ઉભા રહેવાને શક્તિમાન થઇશું. જેથી જગતની ઉદ્યોગશીલ પ્રજાઓ જે અત્યાર સુધી આપણા તરફ બે દરકારીથી જુએ છે તેઓ આપણને પોતાના સમાન ગણીને હાથ મીલાવવા તત્પર થશે. જો ગત વર્ષના મેળાને વિજયવંત માનીયે તો આ વર્ષે તેથી ત્રણ ઘણો વિજય આપણને મળવાનોજ. કારણ આ સ્થળ શહેરના મધ્યમાં આવેલું છે. જગા વિશાળ છે. સમય પણ વધુ અનુકૂળ છે. કારણ પૂજાના તહેવાર આવે છે. હું જાહેર પ્રજાને વિનંતી કરૂં છું કે તેઓ પોતાના પૂજાના દિવસો માટે સઘળા માલની ખરીદી મેળામાંથીજ કરશે."

બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ મેળા કમીટીના પ્રમુખ તરીકે રાજા પ્યારી મોહન મુકરજી સી. આઇ. ઇને મેળો ખુલ્લો મુકવાની વિનંતી કરતાં એક છટાદર ભાષણ કર્યું હતું તેનો સાર.

---

4262



## બાબુ સુરેન્દ્રનાથ બેનરજીનું ભાષણ.

"બે સ્વદેશી મેળા ફતેહમંદ થયા છે. તેનું રહસ્ય શું છે ? તે સહજ સમજી શકાય તેમ છે. **સ્વદેશી જુસ્સો મરી ગયો નથી. જો કે તે થોડો નરમ પડી ગયેલો દેખાય છે છતાં તે એક જીવન્ત શકિત છે, તેણે પ્રજાની નસે નસમાં પ્રવેશ કર્યો છે.** તેથી તે પ્રજાકીય અંતરમાં ઉંડાં મૂળ નાંખીને રહ્યો છે. વાતાવરણ તેનાથી ઘેરાયેલું છે—શત્રુ વા મિત્ર ગમે તે હોય પણ તે સ્વદેશી વિચારનો શ્વાસોશ્વાસ લેછે અને તેને તેનું શુભ ફળ તેને મળે છેજ સ્વદેશી વીરોનાં ભાષણ, ઉપદેશ અને સંકટોના પરિણામે દેશમાં બનેલી વસ્તુઓ માટે પ્રજાકીય મમત્વનો સંચાર થયો છે. અને તેથી નૈતિક પરિવર્તનને લીધે-ઉત્તમ ફળ પ્રાપ્ત થયાં છે. આપણા મીશનનું કાર્ય પૂર્ણ થયું છે. સ્વદેશી હિલચાલની રંગ ભૂમિ પર આપણે આવી પહોંચ્યા છીયે અને આપણો પાર્ટ-ભાગ ભજવવામાં સ્વદેશી મેળા આપણને ઘણાજ મદદરૂપ થઇ પડશે.

સ્વદેશી મેળાની ફતેહ.

સ્વદેશી સાહસ હમેશાં ફતેહમંદ નથી થયાં, તે વ્યાજબી છે. પણ કુદરતના કાયદા વિરૂધ કંઇ પણ બદલો આપ્યા વિના જ્ઞાન પ્રાપ્ત કરવા આપણને હક છે એવું કોણ કહી શકશે? કોઇ બાબતમાં આપણે પૂર્ણ અનુભવ વિના અને વિચાર કર્યા વિના કાર્ય માથે લઇએ તે નિષ્ફળ જાય એ સ્વાભાવિક છે. **પણ નિષ્ફળતા એ બીજા સ્વરૂપે છુપાયલી સફળતાજ છે અને વિજય એ ઉંચ્ચ સ્થિતિ મેળવવા માટે નિષ્ફળતા માત્ર છે.**

સ્વદેશી સાહસની નિષ્ફળતા અને આપણું કર્તવ્ય.

આપણા મહાન વિજ્ઞાન શાસ્ત્રી ડા. જે. સી. બોઝે આપણને

# વિદ્યાચંદ્ર અને સુમતિ.

આ પુસ્તકની ઘણીજ ટુંક મુદતમાં ૯૦૦૦ જેટલી નકલો ખપી ગઈ છે અને હાલમાં તેની છઠી આવૃત્તિ બહાર પડી છે. આ પુસ્તકમાં કન્યા વિક્રય, બાળલગ્ન અને વૃદ્ધ વિવાહ રૂપી ત્રણ રાક્ષસોનો આબેહુબ ચિતાર તેનાં ઘણાંજ અસરકારક બાર ચિત્રો સાથે આપેલ હોવાથી વાંચવાની ઘણીજ રમુજ પડે છે. આ પુસ્તકમાં હાલના ઘર સંસારમાં થતા ભવાડાનું અદ્દભૂત ચિત્ર ખડુ કર્યું છે. તે ઉપરાંત તેમાં આવતી ભાષા એટલી સરળ અને શુદ્ધ છે કે વાંચનારને તે રસમય લાગ્યા વિના રહેતી નથી. આ પુસ્તક પાકું પુંઠું સુંદર બાઇન્ડીંગ પૃષ્ટ ૪૦૦) આશરાનું છે. આ પુસ્તકની કિંમત દોઢ રૂપિયો છે. તેની હાલ ફકત એકજ રૂપિયો રાખી છે. કારણકે આ પુસ્તકની પ્રસિદ્ધિ માટે સખી ગૃહસ્થની રૂ. ૫૦૦૦) ની મોટી મદદ મળેલી છે. તેનાજ પ્રતાપે આવી અલ્પ કિંમત રાખવામાં આવી છે. નકલો ઘણીજ થોડી છે. માટે ફરીથી આવો લાભ મળશે નહિ.

**લી. બાલાભાઇ છગનલાલ શાહ,**

જૈન બુકસેલર–ઠે. કીકાભટ્ટની પોળ—**અમદાવાદ.**



# જીવન રસાયન દવાઓ.

આ બાર દવાઓ સ્વાદમાં ગળી, ભૂકા રૂપે, તમામ વ્યાધિપર તરત અસર કરનારી પ્રો૦ **જે૦ જે૦ કણીયા બી. એ.** કૃત રૂ. ૦-૧૦-૦ કિંમતનું **જીવન રસાયન શાસ્ત્ર** અથવા ૦-૨-૦ કિંમતનું **વ્યાધિ હજાર પણ ઔષધ બારનું તારણ** રાખવાથી દરેક માણસ વૈદ્યની મદદ સિવાય વાપરી શકે છે. અનેક દાકતરો, વૈદ્યો તથા રાજપુરૂષો અમારી ફર્મમાંની દવા વાપરે છે.

| શીશી | દરેક ઔંસની | કિં. રૂ. આ. પા. |
|---|---|---|
| ૧૨ | ૧ | ૫—૪—૦ |
| ૧૨ | ½ | ૩—૦—૦ |

હેડ ઓફિસ—ભાવનગર.

**મેસર્સ ચંપકલાલ મગનલાલની કુંપની.**

શિખવ્યું છે કે ચેતન અને જડ પદાર્થોના જીવનમાં કાંઇ પણ ભેદ નથી. એજ પ્રમાણે ઉચ્ચ લક્ષ બિંદુથી જોતાં ( પરિણામનો વિચાર ન કરતાં ) સફળતા અને નિષ્ફળતામાં પણ કંઇજ ભેદ નથી. ગમે તેમ હોય પણ આપણે સારી રીતે ધ્યાનમાં રાખવું જોઇએ કે નિષ્ફળતાના લીધેજ આપણે સફળતા માટે કટીબદ્ધ થઇએ છીયે. **મુશીબતોની કસોટી તે અમૂલ્ય પ્રજાકીય બક્ષિસ છે. નિરાશાની દુઃખદાયક શાળામાં આપણને નૈતિક બળ પ્રાપ્ત થાય છે.** અને ત્યાંજ ઔદ્યોગિક અને બીજાં કાર્યોમાં વિજય મેળવવા માટે આવશ્યક જ્ઞાનનો આપણને લાભ થાય છે. આજે આપણે બ્રિટિશ વ્યાપારી સાહસની સર્વત્ર ફતેહ જોઇ આશ્ચર્ય ચકિત થઇએ છીયે. ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ ચારે દિશામાં બ્રિટિશ વ્યાપારી માર્ગની લાલ રેખાઓ આપણું ધ્યાન ખેંચે છે અને તેથી આપણી વૃત્તિ સચેત થાય છે. છતાં પણ આપણે 'સાઉથ સી બબલ' અને તેવાં બીજાં વ્યાપારી સાહસોની નિષ્ફળતાની વાત વિસરી શકતા નથી. બ્રિટિશ સાહસ સામાન્ય બુદ્ધિ, અને વ્યાપાર વ્યવહારમાં ઉત્તમ પ્રમાણિકપણાને લીધેજ સર્વ મુશ્કેલીઓ છતાં વિજય મેળવી શકયાં છે. અને આજે બ્રિટિશ વ્યાપાર આખા જગતમાં સામ્રાજ્ય ભોગવે છે—આપણે માટે એ એક ઉત્તમ પદાર્થ પાઠની ગરજ સારે છે. આપણે નિષ્ફળતાથી નિરાશ ન થતાં કર્તવ્ય પરાયણ મનુષ્યની માફક દૃઢતા પૂર્વક મંડયા રહેવું જોઇએ. કાર્ય પરાયણ મનુષ્ય તો દરેક અડચણને અલ્પ સમયનો અટકાવ ગણી તેને પોતાના કાર્ય માટે ફરીથી પૂર્ણ વિચાર કરવાને સ્મરણ આપવા માટેનો ગુરૂ ગણે છે. તેમ કરવાથીજ હિંમતવાન, નિશ્ચયબળવાળા માણસને પ્રભુ કૃપાથી જે ફળની પ્રાપ્તી થાય છે તે મેળવવાને તે ભાગ્યશાળી થાય છે, હજી આપણે તો આ બાબતમાં શિખાઉ છીયે માટે કોઇ

ભાવ વ્યાજબી
અને એકજ.

માલ સારો
અને ટકાઉ.

# સ્વદેશી ચાર આજ્ઞાઓ.

૧ "કોઇ પણ જાતનું ખરચ કરતા પહેલાં તમારા સ્વદેશી ભાઇઓનું હિત લક્ષમાં રાખજો."

૨ "કોઇ પણ પરદેશી વસ્તુ ખરીદતા પહેલાં એવો વિચાર કરતાં ચૂકતા નહિ કે આ પરદેશી વસ્તુ ખરીદવાથી મ્હારો દેશ એ વસ્તુની કીંમત જેટલે પૈસે ગરીબ થઇ જશે."

૩ "એટલું યાદ રાખજો કે તમારા પૈસાથી સ્વદેશી બંધુઓને જ ફાયદો થવો જોઇએ."

૪ "તમારા પોષાક માટે સ્વદેશી કપડાં અને સ્વદેશી ટોપીઓજ વાપરવી."

જર્મનીની સ્વદેશી દસ આજ્ઞા માંહેલી આ ચાર આજ્ઞાઓ છે. જર્મની આજ સર્વ રીતે ઉન્નતિની ટોંચે વિરાજમાન થઇ રહ્યું છે તોપણ તે હજી સ્વદેશીની ઉન્નતિની આવી મહા આજ્ઞાઓનું–મહા સૂત્રોનું કેવું સ્મરણ કરી રહ્યું છે! અને સ્મરણ કરાવી રહ્યું છે! બંધુઓ! શું આપણા દેશની ઉન્નતિ માટે આપણને પણ એ માંહેની ચાર આજ્ઞાઓ અનુકરણિય નથી?

આપણા દેશમાં બનતો માલ સુતરાઉ તથા ગરમ તરેહ તરેહનું કોટનું કાપડ, તેમજ તરેહ તરેહનું શર્ટીંગનું કાપડ, સુતરાઉ તથા ગરમ ગંજીફ્રાક, ધોતીયાં વિગેરે સ્વદેશમાં બનેલી ઉત્તમ વસ્તુઓ નીચેના સ્ટોર્સમાં મળશે.

**ગુજરાત સ્વદેશી સ્ટોર્સ કંપની લીમીટેડ.**

**જુમા મસજીદ સામે, અમદાવાદ.**

પણ રીતે અટકી ન પડતાં ધીમે અને મક્કમ પગલે આગળને આગળ ચાલ્યાજ કરવું. આપણે બરાબર યાદ રાખવું જોઇએ કે—

**ઔદ્યોગિક અભિવૃદ્ધિ સિવાય રાજકિય પ્રગતિ તદ્દન અસંભવિત છે. અને ઉચ્ચ પ્રકારની રાજકિય પરિસ્થિતિમાં આવવા પહેલાં ભૂખનું દુઃખ મટાડવાને આપણે પુર્ણ કાળજી રાખવી જોઇએ, જાપાને પોતાની અદ્દભૂત પ્રગતિમાં આપણને આ પદાર્થ પાઠ શિખવ્યો છે. સઘળા દેશના ઇતિહાસો આ વાતની સાક્ષી પુરે છે. માટે આપણે તે પાઠ હૃદયમાં કોતરી રાખવો જોઇએ.......... આપણે નિષ્ફળતા પ્રાપ્ત થતાં ફરીથી યત્ન કરવો જોઇએ, કારણ નિષ્ફળતા ઘણી વખત પોતાની પીઠ પાછળ વિજયનાં બીજ, છૂપાવી રાખે છે અને તેનું તે જ્ઞાન અનુભવ અને અનુપમ શક્તિ સઘળી મુશીબતોને મારી હઠાવે છે... ..**

---

## રાજા પ્યારી મોહન મુકરજી સી. આઇ. ઇનું ભાષણ.

મને જણાવતાં ઘણો આનંદ થાય છે કે મેળામાં ગોઠવેલા કેટલાક કાચા પદાર્થો અને ઉમદા કારીગરીના નમુના મેં બરાબર ફરીને જોયા છે. વધારે આનંદનું કારણ એ છે કે સઘળા નમુના હાથની કારીગરીના છે અને નહીં કે ખર્ચાળુ મશીનરીની સહયથી તૈયાર થયેલા—એક સૈકા પહેલાં આપણું હિંદુસ્થાન, ઇંગ્લંડ, ફ્રાન્સ, જર્મની અરેબિયા, ઈજિપ્ત, ચીન અને બીજા દેશોને છીંટ વગેરે છાપેલું કાપડ અને બીજા કેટલાંક ઉત્તમ પ્રકારનું જથાબંધ કાપડ પુરૂ પાડતું હતું, જેને લીધે તેઓના ઉગતા ધંધાને ઉત્તેજન આપવાનું અને રક્ષક જકાત નાંખવાનું અને કેટલાક કાયદા બાંધવાનું કારણ મળ્યું, જેથી હિંદના ઉદ્યોગોને પણ ધીમે ધીમે અસર

થવાથી તે આજની શોક જનક સ્થિતિમાં આવી પડયો. આ જબરા વેપારના પદાર્થો તે હાથની કારીગરી અને ઘર ધંધાનુ પરિણામ હતું અને આપણા નાશ પામેલા ઉદ્યોગનો યાંત્રિક શક્તિની મદદ વિના પુનરોદ્ધાર કરવાને અથાગ શ્રમ ઉઠાવવામાં આવે છે તે માટે અંતઃકરણ પૂર્વક ધન્યવાદ ઘટે છે. આપણે મોટી મીલો માટે મકાન વીગેરેના ફંડ માટે થાપણ ઉભી કરવામાં તેમજ તેવાં ખાતાંની વ્યવસ્થા કરવામાં અપૂર્ણ હોવાથી આપણે ગરીબ હિંદી પ્રજાને માટે નાશ પામતા ઉદ્યોગોને ખીલવવાને હાથની કારીગરી અને ઘર ધંધા તરફ લક્ષ આપવાની જરૂર છે. કારણ તે ભૂખે મરતા ગરીબોને સ્થિતિમાં લાવવા માટે, ( રાજકિય ખટપટથી મુકત રહીને ) આર્થીક મુશીબતમાંથી છુટા થવાને તથા આબાદ દશામાં આવવા માટે અને ભવિષ્યના હિંદને ભૂતકાળની માફક સ્વાવલંબી દેશ બનવામાં સાધનભૂત છે. જે દેશ એક સૈકા પહેલાં વ્યાપારની બાબતમાં જગતના સર્વ દેશોપર ઉપરી પણું ભોગવતો હતો તેને હાલની ગમે તેવી પરિ સ્થિતિ અને ગરીબાઇની સ્થીતિમાંથી બહાર કાઢી પ્રગતિની સ્થિતિમાં લાવવા માટે અને ટુંક વખતના પ્રમાદમાંથી જાગૃત થવા માટે બહારના ઉત્તેજનની લાંબો સમય જરૂર પડે તેમ નથી. કારણ સદ્‌ભાગ્યે આપણા માટે આપણી દૃષ્ટી સમક્ષ જાપાનનું ઝળકતું ઉદાહરણ મોજુદ છે. જે જાપાન પોતાની હાથ મહેનતથી hand labour અને ઝુંપડાના ઉદ્યોગોથી Cottage industry કેટલાંક વર્ષોથી જગતના દુરના દેશોમાં ફેન્સી રમકડાં, પંખા, પૂતળીઓ, રૂમાલ, પેટીઓ, દીવાસળીઓ વગેરે અસંખ્ય વસ્તુઓ પૂરી પાડતું આવ્યું છે. અર્થાત્ તેવા નાના ઉદ્યોગો દ્વારા પણ દેશનું અઢળક ધન પરદેશ જતું અટકાવી શકાયછે.

---

## સંતોષ હેર ઓઇલ કહે છે કે હવે મ્હારો જ વિજય છે.

એમ મ્હારી જાતે કહેવું એ મ્હને ઠીક લાગતું નથી. હું તો ફક્ત મ્હારા હજારો વિચારશીલ મિત્રો જે બોલે છે તેજ ફરીથી ઉચ્ચારૂં છું. તેઓ કહે છે કે હું ઠંડી અને ખુશનુમા લાગણી ઉત્પન્ન કરી મિઠ્ઠી સુગંધ આપું છું, ખરી પડતા તેમજ નાની ઉમ્મરથી ધોળા થઈ જતા વાળને અટકાવી કાળા બનાવી વધારૂં છું. મ્હારી ઉત્કૃષ્ટ શુદ્ધતા વગેરેની તેઓ પ્રસંશા કરે છે મ્હારી સુગંધ કદી બગડતી નથી. મ્હારી ચીકટ ન હોવાને લીધે લુગડાં બગડતાં નથી. મ્હારી મધુર સુગંધ તમને તાજા અને સ્ફૂર્તિવાળા રાખવા માટે લાંબો વખત ટકી રહે છે. હું સંતોષ આપવા જન્મ્યું છું અને ફક્ત બાર આનામાં મળું છું. મ્હને એકવાર ખરીદ કરી અપરવા વિનંતિ છે."

---

## બેંગાલ કેમીકલ વર્કસની અકસીર દવાઓ.

[ ૨૪. સોનાના ચાંદ એકલા આ કારખાનાને મળ્યા છે. ]

**સીરપ વસાકા**—( અરડુસીનો સરબત ) ઉધરસ, ઉટાંટીઓ સળેખમ, શરદી, દમ, કફ ક્ષય વગેરેપર રામબાણ.

**સીરપ હાઇપોફોસ્ફાઇટ લાઇમ**-ઉપરનાજ રોગ માટે.

**વાસ્કાઅશોક**-સ્ત્રીઓના ગર્ભાશયના દરેક જાતના દરદો ઉપર

**કેમીકલ ફુડ**-બાળકોના બાંધાની નબળાઈપર આશિર્વાદ સમાન

**સીરપ હાઇપોફોસ્ફાઇટ કોમ્પાઉન્ડ**—દરેક જાતનાં શારીરિક તેમજ માનસિક નબળાઈપર.

**મેલેરાલ**—શરદીના કોઈ પણ જાતના તાવને એકદમ રોકનાર.

**ઈલીક્ષીર-પેપૈઈન**, ( પપૈયાનો અર્ક ) અજીર્ણ, અપચો, જઠરમાંદ્ય, વિ.પર અકસીર ઈલાજ. વધું માહીતી માટે કેટલોગ મંગાવો.

ઠે. **પંડિત શાહ એન્ડ કો.** ઝીંગાવાડ—**અમદાવાદ.**